


# બાલવીર

## :સેનાની શરૂઆત:

# બાલવીરનો અભ્યાસક્રમ.

## કોમલપાદની કસોટીઓ.

૧. વીરધર્મ તેનો અર્થ અને ઉપયોગ.

૨. વીરસંજ્ઞા અને સલામ તેના અર્થ અને ઉપયોગ.

૩. યુનીઅન જેકની રચના અને તે કેમ ઉઠાવવો.

૪. ખરી ગાંઠ, ચદ્દર ગાંઠ, ઘોડા ગાંઠ, જડ ગાંઠ, માછીની ગાંઠ, ટૂંક ગાંઠ, વિગેરે ગાંઠો વાળવી અને તેના ઉપયોગ.

૫. ફેંટો સફાઈથી અને ઝડપથી બાંધવો.

૬. વીરદંડના ઉપયોગ.

આટલું જાણ્યા પછીજ કોઇપણ સ્થાનિક સેનામાં જોડાઈ શકે. તેને પ્રતિજ્ઞા લેવરાવ્યા બાદ કોમલપાદનો ચાંદ આપવામાં આવે તે ખમીસ વા કોટમાં ડાંબી બાજુએ પહેરી શકાય.

## મધ્યમ પદ–બીજા વર્ગની કસોટીઓ.

૧. કોમલપાદ વીર તરીકેનો એક માસનો અનુભવ.

૨. અકસ્માત વખતે તાત્કાલિક મદદનું પ્રાથમિક જ્ઞાન અને પાટાબાંધી જાણે.

૩. ધ્વજસંજ્ઞાની "ચલપદ્ધતિ" પ્રમાણે સહેલા સંદેશાઓની આપલે કરી જાણે.

૪. એક મિનીટમાં જોઈ લીધેલા ૨૪ સારી રીતે ગોઠવેલા નાના પદાર્થોમાંથી ૧૬ ની સ્મૃતિ રાખે અથવા ૨૫ મિનીટમાં અર્ધા ગાઉ સુધી ચોર, પશુ, જંતુ, સાપ કે કોઈ વસ્તુની પગલી કાઢી લાવે અથવા ચાર દુકાનો પૈકી દરેકનું એકેક મીનીટ અવલોકન કર્યા બાદ ગમે તે એકની વસ્તુઓનું સંતોષકારક વર્ણન કરે.

૫. વીરગતિએ [અમુક પગલાં દોડતાં અને અમુક પગલાં ઉતાવળે ચાલતાં એમ વ્યક્તિગત અનુકૂળ પ્રમાણ રાખીને] ૧૨ મિનીટમાં એક માઈલ કાપવાને ટેવાય.

૬. વધારેમાં વધારે બે દીવાસળીથી ખુલ્લી જગ્યામાં ચૂલો બનાવી સળગાવે.

( વધુ માટે જુઓ પૃષ્ટ ૨૭ )

# બાલવીર

## : સેનાની શરૂઆત :

સેના એટલે? બાલવીર સંસ્થામાં નાના મોટા સૌને વીરશિક્ષણની તાલીમનો તથા જનસેવાનો લાભ મળે એ માટે શિક્ષણના ત્રણ વિભાગો યોજવામાં આવ્યા છે. (૧) બટુકવીર (૨) બાલવીર (૩) યુવકવીર. બટુકવીર તરીકે બાલક ૭-૮ વર્ષની ઉમરે બટુકવૃંદમાં દાખલ થાય છે. ત્યાં ૧૨ વર્ષની ઉંમર સુધી બટુકવિદ્યાનું જ્ઞાન અને તાલીમ મેળવે છે અને પછી બાલવીર સેનામાં જોડાય છે. ત્યાં વીરવિદ્યાનો વધારે વિસ્તૃત અનુભવ મેળવી ૧૮ની ઉંમરે તો તે યુવકવીર મંડળનો સભ્ય બને છે. કોઇ સેનામાં આ ત્રણે વિભાગો-બટુકવૃંદ, બાલવીર સેના અને યુવકમંડળ હોય છે. (અંગ્રેજીમાં આ વિભાગોને અનુક્રમે કબપેક, સ્કાઉટટ્રુપ અને રોવરક્રયુ કહેવામાં આવે છે.) અથવા બાલવીર સેના સાથે વૃંદ અને મંડળ બેઉ કે બેમાંથી એક જોડાયલું હોય છે. એ વિભાગોવાળી બાલવીર સેનાને વીરસંઘ (ગ્રુપ) કહેવામાં આવે છે.

બાલવીર સેના એ વીરસંઘ-ગ્રુપનો વિભાગ હોવાથી, તેના અધિકારીને (સ્કાઉટ માસ્તર) બાલવીર શિક્ષક કહેવામાં આવે છે. એને મદદ કરવા તથા એની ગેરહાજરીમાં કામ ચલાવવા એક મદદગાર વીરશિક્ષક હોય છે. (દરેક વીરસંઘને માથે એક સંઘનિયામક જોઇએ. અને બાલવીર શિક્ષક (સ્કા. મા.) બહુધા તે માટે યોગ્ય છે.) વીરસંઘ ઉપર દેખરેખ રાખવા માટે સંઘનિયામક ઉપરાંત દરેક વિભાગવાર એકેક મુખ્ય કે મદદગાર શિક્ષક હોવો જોઇએ.

દળઃ– સેનાઓને દળમાં વ્હેંચી નાખવામાં આવે છે. દરેક દળમાં ૬ થી ૮ વીર હોય. ૭ કે ૮ કરતાં ૬ વીરનું દળ હોય એ ઉત્તમ છે. દરેક દળમાં (તેજ સંખ્યામાંનો) એક દળનાયક



તરીકે અને એક તેના મદદનીશ ઉપનાયક તરીકે કામ કરતા હોય છે. રમતો, કસરતો, સ્પર્ધા, સેવા શિક્ષણ વગેરે સઘળાંમાં દળે એક વ્યક્તિ તરીકે ભાગ ભજવવો જોઈએ. અને વળી એકાદ વિષયમાં આખું દળજ વિશિષ્ટતા–ખાસ લાયકાત મેળવે એ બહુ ઇષ્ટ છે.

સેનામાં ફક્ત ૩ દળ હોય એ ઉત્તમ છે. છતાં વધારે હોય તો વીરશિક્ષકને મદદ કરવા એક મદદગાર શિક્ષક હોય એ બહુ ઉપયોગી છે.

વીરસંઘની યોજનાનો હેતુ એ છે કે એક નાનો બાળક ઉત્તરોત્તર ચઢીઆતું શિક્ષણ, એક કે બે આચાર્યના હાથ નીચે લેતો લેતો ૨૧ કે તેથી યે મોટી ઉંમર સુધી પ્હોંચે; વળી નાના

મોટા વીરબન્ધુઓ એકબીજાના સહવાસમાં આવે, અને મોટાઓ નાનાને શીખવે; અને આગળ જતાં મદદગાર કે મુખ્ય શિક્ષક તરીકે પણ સારૂં કાર્ય કરી શકે. કેળવાયલો બટુક બાલવીરના શિક્ષણમાં સારી પ્રગતિ કરી શકે. છતાં કોઈ ૧૨ વર્ષનો બાળક પહેલેજ સંસ્થામાં જોડાય તો તેને બાલવીર સેનામાં શરૂઆતથી–કોમલપાદનુંજ શિક્ષણ શરૂં કરવું. એવી રીતે તદ્દન નવે નામે યુવક મંડળમાં દાખલ થનાર યુવકવીર માટે પણ તેને લગતી શ્રેણીનુંજ શિક્ષણ શરૂં કરવું. વૃંદ, સેના અને મંડળનો વીરસંઘમાં અરસપરસ શું સંબંધ છે તે હવે સમજાયું હશે. સંઘ તો ત્રણે વિભાગોવાળો–સંપૂર્ણ હોય તેજ ઉત્તમ ગણાય.

**જાત તૈયારી**:–વીરવિદ્યાના ક્ષેત્રમાં પ્રવેશ કરતા પહેલાં તમારે વીરવિદ્યાની હીલચાલ વિષે, તેના ધ્યેય અને આદર્શ વિષે તથા વિષયો અને શીખવવાની પદ્ધતિ વિષે પાકું જ્ઞાન અને અનુભવ મેળવવાં જરૂરનાં છે. બાલવીર ચળવળના પિતા લૉર્ડ બેડન પૉવેલે રચેલું પુસ્તક 'સ્કાઉટીંગ ફૉર બૉયઝ ઇન ઇન્ડીઆ' ઉત્તમ પુસ્તક છે. તેમાંથી જ્ઞાન, ઉત્સાહ અને પ્રેરણા મળે એવું એ માર્ગદર્શક છે એમ લેખકશ્રી જાતેજ માને છે. તો તેનો તથા બીજાં જે જે પુસ્તકો બ્હાર પડયાં હોય તેના પરિચય અને અધ્યયનથી તમારો માર્ગ સુગમ થશે. 'વીર' માસિકમાં ઘણીજ ઉપયોગી બાબતો આવી છે અને આવતી જાય છે એનાથી પણ તમને ઘણો લાભ મળશે. ઉત્તમ રીત તો એ છે કે સ્કાઉટ માસ્ટર્સ ટ્રેનિંગ કેંપમાં ૧૦ દિવસની વ્યવહારૂ તાલીમ પ્રથમ તમારે લઈ આવવી. પછી જીલ્લાના ઉત્સાહી અને ખંતીલા સ્કાઉટ કમીશનર કે ડીસ્ટ્રીકટ સ્કા. માસ્તરની મુલાકાત કે સલાહ લેવી. તેમ ન બને તો કોઈ અનુભવી વીરશિક્ષકને મળી તેના હાથ નીચે ઉમેદવાર શિક્ષક તરીકે, મદદગાર શિક્ષકનું કાર્ય માથે લેવું. વળી બેત્રણ સેનાઓનાં કાર્ય જોવાથી પણ ઘણોજ

લાભ થશે. જરૂર હોય તો વિભાગના સ્કાઉટ ઓર્ગેનાઇઝર–વીરવિદ્યાના પ્રચારક અધિકારીની સલાહ અને મદદ મેળવવી.

**વીરસેના મંદિર કે કાર્યાલય**:–જોઇતી માહિતી અને જ્ઞાન મેળવ્યા પછી તમે નક્કી કરો કે તમારે તદ્દન સ્વતંત્ર સેના સ્થાપવી છે કે તેને કોઈ શાળા, સંસ્થા કે મંડળ સાથે જોડવી છે. તે પછી બાળવીરોને એકત્ર થવા, રમતો રમવા, કસરત કરવા, કેંપ ફાયર કે અગ્નિસંમેલન ભરવા, હુન્નરકળાનું શિક્ષણ લેવાં તથા બીજા વિષયોનું શિક્ષણ લેવા એકાદ અનુકૂળ સ્થળ કે મકાન શોધી કાઢવું રહ્યું. શાળાનું મકાન એવાં કામોમાં ખપ લાગે છે એ વાત ખરી પણ ત્યાં બાળકો નિડરપણે, વિના સંકોચે, સ્વતંત્રતાથી હસી, ખેલી કે નાચીકૂદી શકતાં નથી. કોઇ સદ્ગૃહસ્થના ઘરનો (શિક્ષક કે બાલવીરના ઘરનો પણ) ઓરડો કે ભાગ સ્વતંત્રપણે મળે તથા ધર્મશાળા કે એવી જાહેર જગ્યાનો ઓરડો કે ભાગ સ્વતંત્રપણે મળે તો તે ઉત્તમ ગણાય. કારણ બાલવીરો તેને અનેક રીતે શણગારી શકે. પોતપોતાના દળના નમુનાઓ, ચિત્રો, નકશાઓ વગેરે પોતપોતાના ખુણા (કે જગ્યા) ઉપર સફાઇથી ગોઠવી શકે. બાલવીરોની પ્રવૃત્તિ તો ધમાલવાળી, કુદાકુદ અને દોડધામવાળી હોય છે. એથી તે વસ્તિથી દૂર નદીકાંઠે, બાગમાં કે મેદાનમાં હોય તો ખોટું નહિ. મોટા શહેરોમાંની કેટલીક ખ્યાતિ પામેલી ઉત્તમ સેનાઓએ તબેલાને, ભોંયરાંને કે વખારો જેવી જગ્યાઓને સુઘડતાથી આકર્ષક રીતે શણગારી પોતાનાં કાર્યાલય કે મંદિર તરીકે ખપમાં લીધાં છે. વળી સ્વાશ્રયની ભાવનાવાળી કેટલી સેનાઓએ તો પોતાનીજ જાતમહેનત અને કારીગીરીથી વાંસ, પાલાં અને વળીઓથી વીરમંદિર બાંધેલાં છે. બાળકોની સર્જક શક્તિના નમુનારૂપે તે એક જોવા લાયક ઉમદા કૃતિ ગણાઈ શકે.

**સેનામાં બાલવીરોની ભરતી**:—શરૂઆતથી એકદમ મોટી સંખ્યા દાખલ કરવી એ કોઇ પણ રીતે સારૂં નથી. જો



કે આરંભમાં દેખાદેખીથી બાળકો મોટી સંખ્યામાં ઉમેદવાર તરીકે આવે છે. તો તે સૌને ખૂબ રમતો રમાડવી. અને બારીક અવલોકનથી તેમાંથી ચાલાકીવાળા, ખંતીલા અને ઉત્સાહી એવા ૬ થી ૧૨ બાળકો પસંદ કરવા. આખરે સેનાની સંખ્યા ૨૪–૩૨ની થાય એમ હોય તો ૬–૮ ની પસંદગી ઠીક પડશે. તેમને કોમલપાદના શિક્ષણ પર ચઢાવી દેવા. (અલબત તે દરમ્યાન બાકીની ઉમેદવાર ટોળીને રમતો આપી તેમના ઉત્સાહને વધતોજ રાખવો.) પેલા બાલવીરો કો. પા. માંથી આગળ વધી મધ્યમપદ સુધી પહોંચે ત્યારે તેમની મારફત (શેષ ટોળી હોય તો તેમાંથી, નહિ તો બહારથી) તેમના ઓળખીતા બાળકોને સેનામાં–દળ વિભાગમાં દાખલ કરવા.

**દળનાયક કોને બનાવશો?** જો કે શરૂઆતથી પસંદ કરેલા બાળકો સ્કાઉટીંગ–વીરવિદ્યાના શિક્ષણમાં સૌથી આગળ હશે છતાં તે ઉપરથી તેમનેજ નીમવા એવું ન હોય. શરૂઆતથીજ

કાયમના દળનાયકો ને ઉપનાયકો નીમી દેવા એ ઇચ્છવા જોગ નથી. વધારે શીખેલાને ચાલાકીના પ્રમાણમાં કામચલાઉ દળનાયકો કે ઉપનાયકો બનાવો. પરંતુ પાછળથી દળમાંના બીજાઓને પણ દર અઠવાડીએ કે અમુક વખતે દળનાયક તરીકે નીમતા જાઓ. (જેમ ટ્રેનીંગ કેંપમાં થાય છે તેમ.) તો તેમાંથી કોણ ઉત્તમ છે તે તમને ૫-૬ મહિને સમજાશે. તેવાઓને પછી કાયમના દળનાયક નીમો તો વાંધો નહિ. પરંતુ તેમ કરતા પહેલાં બાળકોને નાયકની લાયકાત, ગુણ, શક્તિ વગેરેનો પુરતો ખ્યાલ આપીને 'બેલેટ' (ચીઠ્ઠીઓ) થી દળવીરોનો મત લેવો. અલબત મતદ્વારા તમે દળનું વલણ સમજી શકો છતાં તમને યોગ્ય લાગે તેનેજ તમે નીમી શકો છો. ઉપનાયકની પસંદગી દળનાયક કરે પણ તેનો આધાર તમારી સંમતિ ઉપર રાખવો. દળનાયક જ્યારે ઉત્તમપદ-ફર્સ્ટકલાસ બને ત્યારે અને ઉપનાયક મધ્યમપદ-સેકન્ડ કલાસ બને ત્યારેજ તેમને કાયમ કરવા અને નાયકના ચાંદો કાયમના પ્હેરવા આપવા. નાયકો એ દળ કે સેનાના શણગાર નથી પણ પ્રાણ અને શક્તિરૂપ છે. અને વી. શિ. ને ડાબા જમણા હાથ રૂપ ઉપયોગી મદદગાર છે, એ હેતુ ભુલાવો ન જોઇએ. કારણ નવા બાળકોને-કોમલપાદનું શિક્ષણ આપવાનું કાર્ય નાયકોને શિરેજ છે. શિક્ષકે તો માત્ર સલાહ સુચના આપવી અને દેખરેખ રાખવી. નાયકોને પુરતી સ્વતંત્રતા આપવી એ ઇષ્ટ છે.

**મદદગાર શિક્ષક-સહાયક શિક્ષકઃ**-તમારાં જ્ઞાન અને અનુભવ ઉંચી જાતનાં હોય છતાં પણ તમને એકાદ મદદગાર શિક્ષકની સહાયક તરીકે જરૂર રહેવાની. વીરવિદ્યાનું શિક્ષણ કેવળ વ્યક્તિ શિક્ષણ છે. દરેક વ્યક્તિ ઉપર ખાસ ધ્યાન અપાવું જોઇએ. એમાં તમને ઉપનાયક અને નાયક ઉપયોગી હથીયારરૂપ-સહાયકરૂપ છે છતાં એક જવાબદાર વ્યક્તિની તમારા મદદગાર શિક્ષક તરીકે, કાર્યની સંગીનતા અને સફળતા ખાતર,

આવશ્યકતા છે. અને તે તમારાં માંદગી, વ્યવસાય કે બદલીને લીધે થતી ગેરહાજરીમાં પણ તમારૂં કામ સંભાળી શકે. વળી બદલીને લીધે કે બીજા કોઇ કારણને લીધે તમારે કાયમના ત્યાંથી ખસવું પડે ત્તો પણ સેનાનું કાર્ય અતૂટપણે ચાલુ રહે તે માટે પણ તેની જરૂર છે. સેનાની સંગીનતા વિષેની ખાત્રી પણ પ્રજાને એથી વિશેષ બેસશે. આવા ઉમેદવાર શિક્ષકને પણ તમારે એક બન્ધુ તરીકે વ્યવહાર અને અનુભવની કસોટીએ ચઢાવી, ભવિષ્યમાં ૬-૧૨ માસે સ્વતંત્ર વીરશિક્ષક (સ્કા. મા.) બને એ ધોરણ પર તાલીમ આપવી જોઇએ. ફર્સ્ટકલાસ-ઉચ્ચ પદમાં તમારા બાલવીરો આવશે એટલે એમને એકેક નવા બાળકને કોમલપાદનું શિક્ષણ આપી સેનામાં દાખલ કરવો પડશે. તેવે પ્રસંગે તમે તમારી સેનામાંથી ર સેનાઓ ઉભી કરીને તમારા મદદગાર શિ. ને સ્વતંત્ર શિક્ષક બનાવી શકો છો. એ રીતે સહકાર અને બંધુતાથી વીરસેનાનો વેલો વધ્યોજ જશે. આખો સંઘ હોય ત્યારે તો એકથી વધારે મ. શિ. હોય તે જરૂરનું છે.

**શિક્ષણની શરૂઆતઃ**-હર્ષ અને ઉત્સાહભર આવતાં બાળકોનો આનંદ અને ઉત્સાહ પોષાય એ રીતે શરૂઆત કરો. રમુજી, કસરતી, તેમજ ચતુરાઇની રમતો રમાડો. સાથે સાથે વીરવિદ્યા વિષે તેના હેતુ અને પધ્ધતિ વિષે ટુંકમાં ઇસારો કરો. વળી વીરના દશ નીતિ ધર્મો તથા પ્રતિજ્ઞા વિષે દરેક વખત થોડી થોડી સમજુત આપતા જાઓ. લાઠી, સંજ્ઞા, લાઠી ફેંટાના ઉપયોગ, ગાંઠો વગેરેથી કોમલપાદનો ક્રમ શરૂ કરી દો. સિદ્ધાંતને લગતી વાતો કરવાનું તમે રાખો. પરંતુ રમતો વગેરે ક્રીયાત્મક કામમાં તો નાયકોજ મૂખ્યપણે કામ કરે. દળસ્પર્ધાથી તે વધુ સુગમ અને ઉત્સાહક થઇ પડશે.

બાલકોને શરૂઆતથીજ સ્પષ્ટ ખ્યાલ આપશો કે અહિ ઢીલા, નિરૂત્સાહી અને આળસુનું કામ નથી, તેઓ વધુવાર નભી શકશે

નહિ. સેનાને ઉત્તમ અને કાર્યનિપુણ બનાવવામાં દરેકે પોત-



પોતાનો હિસ્સો ઉત્તમ રીતે બજાવવાનો છે. વીરવિદ્યામાં રમુજ, મોજમઝા અને આનંદ આપે એવી પદ્ધતિ અને કામ છે. છતાં તે ઓછી ગંભીરતા વાળી પ્રવૃત્તિ નથી. સેવા, ચારિત્ર્ય, કળા કૌશલ્ય જેવી ગંભીર બાબતોમાં પણ ઉત્તમ પરીણામ લાવવાની ભારે જવાબદારી છે તે ભુલાવું ન જોઇએ.

એક મુદ્દો ન ભુલવો જોઇએ કે બાળકોને શાળાશિક્ષણની પદ્ધતિથી આ તાલીમ આપી વધારે કંટાળો ન આપવો. રમતોથી તથા ક્રીયાઓથી તો તેમને આનંદ થશે. પરંતુ લાંબીચોડી વાતોથી તેમને કંટાળો આવશે. માટે તેમનો ઉત્સાહ નભે એ પ્રમાણમાંજ દરેક કાર્યને લંબાવો. એટલે ૧૫-૨૦ મિનિટમાં કાર્ય કે વિષય બદલી નાખવાં જોઇએ.

કવાયત:—કવાયત એજ વીરશિક્ષણ નથી એ વાત વીર-શિક્ષકોએ ધ્યાન બ્હાર જવા દેવી. કવાયતને વીરશિક્ષણમાં સ્થાન નથી એમ નથી. પરંતુ તે મુદ્દાસર, પ્રમાણસર અને ગૌણ છે. કવાયતનો હેતુ એટલોજ છે કે સેના, દળ કે એકાકી બાલવીરને, એક જગ્યાએથી બીજી જગ્યાએ, રસ્તે, બજારે કે



મેદાને, સુઘડતાથી, સરળતાથી અને ઝડપથી જતાં આવતાં આવડે, જુદી જુદી વ્યુહરચનામાં ગોઠવાઈ જતાં આવડે, વળી કામ કરવામાં ચપળતા, ઝડપ અને સ્ફુર્તી આવે. એવું પરીણામ લાવવા પુરતી કવાયત જરૂર કરાવવી. પરંતુ રમતો વખતે, પ્રાર્થના વખતે, તથા શિક્ષણની પહેલાં કે પછી થોડી મિનીટોમાં ઝડપથી, ચપળતાથી તે કરાવી દેવી. પોલીસ કે લશ્કરી કવાયત આપણે ન જોઇએ. પણ તેથી અધિક સ્ફુર્તી અને ચાલાકી આવે એ તો ઇચ્છવાયોગ્ય છે.

ઉત્તમ સેના કે ઉત્તમ દળ તો તેજ કહેવાય કે જે હુકમ મળતાં ઝડપથી દોડીને આવે, જાય અથવા કામ બજાવે.

**રમત-ખેલ:**-સ્કાઉટીંગ-વીરવિદ્યામાં રમતો-ખેલ બહુજ અગત્યનો અને મોટો ભાગ ભજવે છે. એમાંથી આનંદ ઉપરાંત જ્ઞાન, ચપળતા અને ચારિત્ર્યવિકાસનો પણ લાભ મળે છે. દરેક વખતે એક ને એક રમત, પછી તે ગમે તેવી રસિક કે લોકપ્રિય હોય છતાં, આપવી નહિ. રમતોમાં અનુભવી કે ચતુર શિક્ષકને આપોઆપ નવીન ફેરફારો કરી, તેને વધારે રસિક અને આકર્ષક બનાવવાનું સુઝી આવશે. એ રીતે નવી યોજી કાઢેલી રમતોની પણ નોંધ અને યાદી રાખવી. રમતોને લગતાં પુસ્તકોમાંથી તેમજ 'વીર'માંથી ઘણી જ્ઞાન અને ગમ્મત ભરેલી રમતો મળી આવશે.

**તૈયાર કાર્યક્રમ:**-દરેક મીટીંગ-બેઠક માટે અગાઉથી કાર્યક્રમ તૈયાર રાખવો. અલબત્ત તેને વળગીજ રહેવું એમ નથી. પણ ઉચ્ચતરના અભાવે અગમ તૈયારી કામ લાગે. રમતો વગેરે કામને પણ સમયની હદ આપી દો. મુદ્દો એ છે કે મીટીંગને-રસિક અને આનંદકારક બનાવવી અને દરેક વ્યક્તિ તેમાં ભાગ લે એ પર ધ્યાન આપવું. દરેક સમયના કાર્યક્રમની ફાઇલ કે નોંધ રાખવાથી પ્રગતિ કેવી અને કેટલી થાય છે તેનો ખ્યાલ આવશે. કાર્યક્રમમાં જે ફેરફારો કરીએ તેની પણ નોંધ રાખવી. એ ઉપરથી કોઈ મોટા સમારંભનો કાર્યક્રમ ઘડવો ઘણો સ્હેલો થઇ પડશે.

**નિયમન-શિસ્ત કે ડીસીપ્લીન:**-નિયમન તો વીર ચળવળનું આગળ પડતું લક્ષણ ગણાય છે. એ લોકપ્રિય અને સર્વમાન્ય થઇ તેમાં એની ડીસીપ્લીન મૂખ્ય કારણભૂત છે. જીવનસંગ્રામમાં દરેક વ્યક્તિને નિયમનની જેટલી જરૂર છે તેથીયે વિશેષ જરૂર સામુદાયિક કાર્યો કરનાર સમુહને રહે છે. માટે બાલવયથી બાલવીરમાં નિયમનના દૃઢ સંસ્કારો પાડવાથી ચારિત્ર્યની સુંદરતા અને સંગીનતા વધશે. એટલુંજ નહિ પણ ભવિષ્યમાં તે કુટુમ્બને અને સમાજને પણ આશીર્વાદરૂપ થઇ પડશે.

નિયમનના પાઠ તો તેને ડગલે ને પગલે શીખવવા જોઇશે. છતાં હુકમો, આદેશ કે આજ્ઞા ઓછામાં ઓછી આપો. પણ જે આપો તેનું શીઘ્રતાપૂર્વક (બમણી ઝડપે) પાલન થાય એ ઉપર ખાસ લક્ષ આપો. નાની નાની બાબતોમાંજ નિયમન બહુ અગત્યનું હોય છે. બાલવીર કૂચ, કવાયત કે પ્રાર્થના સમયે કતાર (હાર) બ્હાર જાય નહિ, સફાઇથી ઉભો રહે. બ્હાર જવું હોય તો નાયકની રજા લે, દાખલ થવું હોય તો પણ રજા લે, રમતમાં પણ નિયમવિરૂદ્ધ છુટ ન લે, નાયક કે અધિકારી બોલાવે તો શીઘ્રતાથી દોડી જઇ વંદન (સલામ) પૂર્વક ઉભો રહે, છુટા પડતાં શિષ્ટાચારથી વંદન કર્યા પછી જાય, વિશ્રાંતિ સમયે શાંતિ રાખે, 'રમત સમયે રમત અને કામ સમયે કામ' એ સૂત્રનું પાલન કરે, પોતાને સોંપાયલા કામનેજ વફાદારીથી વળગી રહે, બ્હાર જતી વખતે રસ્તે વ્યવસ્થાનો ભંગ ન થવા દે, –ટુંકમાં નાનાં નાનાં કાર્યોમાં ચીવટથી શિસ્ત જાળવતો થઈ સ્વભાવમાંજ નિયમનને વણી દે–એમાં વીરવિદ્યાની સફળતાની ચાવી છે. એવું ઉત્તમ પરીણામ લાવવામાં શિક્ષકની કુનેહ અને લાયકાત સમાયલાં છે. પ્રેમ, દિલસોજી, ન્યાય અને દૃઢતાથી નિષ્પક્ષપાતપણે કામ લેવાથી નિયમનમાં બહુ સંગીનતા આવશે. ધાક,–બીક કરતાં પ્રેમ અને ધૈર્ય બહુજ ચઢીયાતાં મદદગાર છે. વી. શિ. કદીપણ સોટી, માર, કટુવચન કે તિરસ્કારવાળાં વચનોનો ઉપયોગ કરતો નથી. એથી તો વીરને બદલે કાયર, ઢોંગી અને ક્રુર જનો પેદા થાય છે.

નિયમનનો બોજો એકી સાથે લાંબા વખત સુધી લાદવો નહિ. થોડામાંજ તેમને નિયમનના કડક બોજામાંથી મૂક્ત કરી દેવાથી નિયમન પરત્વેની ભાવના વધતી જશે. કવાયત વગેરે નિયમનાત્મક કામ થઇ રહ્યા બાદ તમે પૂર્ણ છુટથી બાળકો સાથે હળો, મળો, નાચો, કૂદો, ગાઓ, બજાવો, હસો, હસાવો, હાસ્યવિનોદ કરો, છેક નાના નિર્દોષ કિકલા થઇ જાઓ. એથી

બાળકોની પ્રીતિ અને મૈત્રીનો મીઠો અનુભવ તમને મળશે અને નિયમન વધારે જામતું જશે.

બેઠકના દિવસો-કામકાજના દિવસો:-એનો આધાર સ્થાનિક સંયોગો અને બાલવીરોની અનુકૂળતા ઉપર છે. કોઇ સેનાઓ અઠવાડીએ એક વખત મળે છે. કેટલીક સેનાઓ બે કે ત્રણવાર પણ મળે છે. કેટલીક શનીની સાંજ અને રવિની સવાર (કે સાંજ) એમ બેવાર મળે છે. બનતા સુધી શાળાના, ગૃહશિક્ષણના, જાહેર મેલાવડા કે પ્રવૃત્તિના કાર્યની આડે ન આવે એવો વખત પસંદ કરવો. અને તેની માહિતી બાલવીરોના માતપિતાઓને પણ અગાઉથી આપી દેવી. કાર્યક્રમ તૈયાર રાખવો કે જેથી એક મીનીટ વ્યર્થ ન જાય. નિયમીતતા પર પહેલાંથીજ ખાસ ભાર મુકવો. અને સમયપત્રક પ્રમાણે સમય પૂરો થયે, કામ અધુરૂં રહે છતાં, બેઠક-મીટીંગ બરખાસ્ત કરવી. અને બાળકો વખતસર ઘેર પાછાં જાય છે એવી ખાત્રી માબાપોને મળે એની કાળજી રાખવી.

જેમ જેમ સેનાનું કાર્ય આગળ વધે તેમ તેમ સેનાની બેઠકો-મીટીંગો ઉપરાંત દળબેઠકની પ્રથા પણ ચાલુ કરવી. એટલે કે દરેક દળ પોતપોતાની બેઠક સ્વતંત્ર રીતે મેળવે અને કામ ચલાવે અને મહિને બેએકવાર આખી સેનાની બેઠક મળે જેમાં સઘળાં દળ ભેગાં મળે અને દળસ્પર્ધાથી કામ કરે. એ રીતે કામમાં સ્પર્ધા ચાલશે અને સંગીનતા વધશે.

સેનાને જો સ્વતંત્ર કાર્યાલય-વીર મંદિર હોય તો તો બેઠકની વ્યવસ્થામાં બહુજ અનુકૂળતા મળે. રમતો, કસરતો, કે હુન્નર ઉદ્યોગ માટે જુદા જુદા દિવસો રાખી, તે તે બાબતમાં ભાગ લેનાર બાલવીરો તે તે દિવસે આવે એમ પણ ગોઠવી શકાય. એમ વીરમંદિરમાં રોજને રોજ કોઇ એક દળની કોઈ એક પ્રવૃત્તિ તો હોયજ એમ બને. પરીક્ષાના દિવસો અગાઉ શાળાના શિક્ષણમાં પણ મદદ કરી શકાય. સૌ બાલવીરો ત્યાં

મળે અને નાનાઓને મોટાઓ શીખવે, સૌ વાંચે, ભણે અને આનંદથી છુટા પડે.

**બેઠકનો પ્રારંભ અને અંત**—બાલવીરનાં માબાપો કે વાલીઓ પણ કોઇ વેળા વીરમંદિરની મુલાકાત લે તો ખોટું નહિ. એક વાત ભુલવી નહિ કે બેઠકનું કાર્ય જેમ નિયમીત અને નિયમનવાળું હશે તેમ બાળકોમાં તેના ઉપરનાં પ્રીતિ અને માન વધશે. શરૂઆતમાં બરાબર સમયે સીસોટી વાગે, સૌ આવે, વ્યુહમાં ગોઠવાઇ જાય, પ્રાર્થના થાય, હાજરી પુરાય, બેત્રણ કસરતો થાય, બેત્રણ કવાયતની બાબતો થાય—આટલું એક પછી એક ઝપાટાથી લગભગ ૪–૫ મિનીટમાં સમાપ્ત થાય. તે બાદ મૂખ્ય કામો શરૂ થાય. એજ રીતે વખત પુરો થવા આવતાં પાછી સીસોટી વાગે, સૌ શીઘ્રતાથી ભેગા થઇ ગોઠવાઇ જાય, આવતી બેઠકનો કાર્યક્રમ વંચાય, 'બંદેમાતરમ્'નું ગીત ગવાય, સૌને 'બેઠક સમાપ્ત'ના હુકમથી રજા મળતાં સૌ વીરવંદન (સલામ) કરી છુટા પડી જાય. એ બધામાં શિથીલતા કે મંદતા સ્હેજે પણ આવવાથી કાર્યનું આખું રૂપ નીરસ અને નમાલું બનવા પામે છે.

**ધર્મનીતિનું શિક્ષણઃ**—વીરવિદ્યા બન્ધુતા, ભાઇચારો અને મૈત્રી વધારનારી સંસ્થા છે. હિન્દ જેવા વિશાળ દેશમાં જુદી જુદી કોમના, જાતના, ધર્મપંથના વીરો એકત્ર થાય. તો તેવે વખતે પણ દરેકને ધર્મ અને નીતિના સંસ્કારો આપી શકાય છે. શિક્ષણસભા સમયે (જો પુરતો સમય હોય તો) કે સામુદાયિક મેળાવડા વખતે જુદા જુદા દરેક ધર્મના બાલવીરોમાંથી એકજ વીર આગળ આવી પોતપોતાના ધર્મની પોતાની રીતે પ્રાર્થના કરે અને તે વખતે અન્ય સૌ સન્માન અને આદર પૂર્વક ઉભા રહે. તે પછી એક સામાન્ય પ્રાર્થના થાય જેમાં સાજણ ભાગ લે. બાલવીરના ધર્મોને–૧૦ નિયમોને પુષ્ટી આપે એવાં ઉદાહરણો પોતાનાં શાસ્ત્રોમાંથી શોધી કાઢી, ત્યાં કોઈ કોઇ વાર આપે, તેનું વાચન કરે. કોઇ વેળા તે નાટય રૂપે ભજવી બતાવે.

વીરના ૧૦ ધર્મોની તથા પ્રતિજ્ઞાની ભાવનાની ઉંડી છાપ બાળવીરોના મગજપર પાડવા વી. શિક્ષકે અનેક રીતો અને સાધનો વાપરવાં. દરેક ધર્મમાં આ ભાવનાઓ ભરીપુરી છે. તો તેનો એવી રીતે ઉપયોગ કરવો કે દરેકમાં પોતપોતાના ધર્મ ઉપર શ્રધ્ધા વધે, બીજાના ધર્મ તરફ આદરમાન જન્મે અને અન્યોન્ય બન્ધુભાવનો વધારો થાય.

પોષાક-યુનિફોર્મ:-બાલવીરોને બીજા બાલકોથી નોખા પાડનાર અને જોતાંજ ઓળખાવનાર વસ્તુ પોષાક છે. એટલે એ પોષાકમાં કપડાંના ઘાટ અને રંગનું એકજ ધોરણ જળવાવું જોઈએ. આખી સેનાનાં ખમીશ એકજ રંગનાં, ચડ્ડી-અર્ધુ પાટલુન એકજ રંગનું, ગળારૂમાલ પણ સૌનો એકજ રંગનો, અને ફેંટા પણ એકજ રંગના હોવાથી આખી સેનાનો દેખાવ આકર્ષક, સુઘડ અને વ્યવસ્થિત લાગે છે. રંગમાં પણ જો આછા અને ઘટ્ટ-પણાના જુદા પ્રકારો આવે તે પણ બીલકુલ ઇચ્છવા જોગ નથી. શિક્ષક જો કાળજી અને કુનેહ વાપરે તો એકજ રંગનું કાપડ બાલવીરોને મળી શકે. પૈસાની સગવડ હોય તો ચડ્ડી માટે જાડી ડ્રીલના અને ખમીશ માટે ટવીલના કાપડના સામટા તાકાજ મંગાવે અને તેમાંથી દરજી બેસાડી કપડાં માપસર કરાવી દે તો સરળ અને સસ્તું પડે. એકાદ કાપડીઆ સાથેજ એવો બંદોબસ્ત કર્યો હોય કે ત્યાંથી દરેકજણ એકજ જાતનું કપડું લઈ આવે અને એકજ દરજી પાસે તૈયાર કરાવે તો પણ ઠીક પડે. પણ આ સર્વમાં એક કાળજી રાખવાની કે એ કામ એકલે હાથે કદી ન કરવું. વી. શિક્ષકને તથા કોઈ બ્હારના ગૃહસ્થને સાથે રાખી કામ કરવું જેથી આર્થિક પ્રામાણિકતા માટે કોઈને ખોટો વ્હેમ આવે નહિ.

સ્કાઉટીંગની પ્રવૃત્તિને કેટલાક ખર્ચાળ ગણે છે. કારણ એમાં પ્રથમથીજ પોષાક માટે ખર્ચ કરવો પડે છે. અને તે બહુ ભારે હોય છે એવી ખોટી અને પાયા વગરની માન્યતા પ્રચલિત છે. એ બાબતમાં નીચેની બાબતો ધ્યાનમાં લેવી.

(૧) દરેકે પોતાનો પોષાક પોતાની મેળે મેળવી લેવો જોઇએ, બીજા ઉપર આધાર રાખવો નહિ. છતાં આખો પોષાક એકી સાથે કરાવવા આગ્રહ ન રાખવો. પણ આમાં એક બીજાનાં કપડાંના રંગના પ્રકારોનો ફેર ન પડે અને સેનાના રૂપને ન બગાડી મૂકે એ માટે ઉપર જણાવ્યા પ્રમાણે કોઈ ઉપાયો કાળજી પૂર્વક લેવા.

(૨) સેનાના ફંડમાંથી સૌને તે પુરો પાડો. પરંતુ આ યોજના સ્વીકારવા લાયક નથી. એમાંથી ઘણી પંચાતો ઉભી થવાનો ભય રહે છે. વળી વીરના ૯ મા નીતિધર્મને તે યોજના ભાગ્યેજ મળતી આવે છે. છતાં કેટલાક વિરલ અપવાદોમાં તેમ કરવું જરૂરનું પણ ગણાય.

(૩) પોષાકનો અમુક ભાગ ફંડમાંથી પુરો પાડો. એટલે કે ચદ્દી, રૂમાલ, ખમીશ કે ફેંટો ફંડમાંથી મળે અને બાકીનો તે પોતે મેળવી લે એ શરતે આ યોજના સારી ખરી. જ્યાં ગરીબાઇનો પ્રશ્ન ભારે હોય ત્યાં તો ફંડમાંથી–ખાનગી રીતેજ–પોષાક અપાવવા મદદ કરવી એ ઇષ્ટ છે.

(૪) પોષાકનાં નાણાં ફંડમાંથી ભરો. પરંતુ અમુક હપ્તે પૈસા વસુલ કરી લો. એમાં સાવધાનીથી કામ લેવાવું જોઇએ. ફંડમાં પૈસા ન હોય તો કોઈ સદ્ગૃહસ્થ એ રીતે પૈસા ધીરે એવી બનતી વ્યવસ્થા કરી જોવી.

(૫) બાલવીર શોભે એવી રીત તો સ્વાશ્રય અને જાત કમાણીની છે. બાળકો માટે એવાં કામ શોધી રાખો જેમાંથી તેને પૈસા મળી રહેઃ બુક બાઈન્ડીંગ, ફ્રેમ તૈયાર કરવી, ઘર ધોળવાં, રંગરોગાન કે વૉર્નીસ લગાડવાં, વાસણોને કલાઇ ચઢાવવી, રૂ પીંજવું, સુતર કાંતવું, કપડું વણવું, કપાસ વીણવો, કપાસ લોઢવો, લખાણની નકલો કરવા,

પેપરો વેચવાં, કુટકળ વસ્તુઓની ફેરી ફરવી, ટોળે મળીને વખારોનો માલ વ્હેવો, નામનાં પાટીઆં ચીતરવાં, મેળાઓમાં ચા-ચેવડાની દુકાન માંડવી. આમ અનેક માનવંતા ધંધામાંથી પૈસા પેદા કરવાની ઉત્તમ તાલીમ પણ સાથે સાથે આપવી.

જ્યાં સુધી બાલવીર કોમળપાદના મુદ્દાઓમાં પાસ થઈ વીરપ્રતિજ્ઞા લે નહિ ત્યાં સુધી તે બાલવીર કહેવાયજ નહિ. એટલે તેનાથી આખો પોષાક ન્હેરાય નહિ. વળી પાસ થયા પછી પણ જો આખો પોશાક ન બની આવે તો સેનાનો ગળારૂમાલ, દળપટી અને દંડ-ત્રણથીજ ચલાવવું. પછી પહેલી ચડ્ડી-ઇજાર-પાટલુન કરાવવી, પાછળથી ખમીશ અને ફેંટો તો અનુકૂળતાએ લેવો.

પોષાકનાં મૂખ્ય અંગ.

Shirt-શર્ટ-ખમીશ બે ખીસ્સાં અને ખભા ઉપર પટીઓવાળું. (અર્ધી બાંયનું પણ ચાલે)

SCarf-સ્કાર્ફ-ગળા રૂમાલ. આખી સેનાનો એકજ રંગનો ત્રિકોણ (કે ચોરસ) રૂમાલ.

ShOrt-શૉર્ટ-અર્ધું પાટલુન. ખીસ્સાંવાળું તથા પટો ભેરવવાની પટીઓવાળું.

ShoUlder knot-શોલ્ડર નૉટ-દળપટ્ટી. દળને લગતા રંગની.

StouT staff-સ્ટાઉટ સ્ટાફ-મજબુત ૫-૫।। ફીટ લાંબી લાઠી.

આ ઉપરાંત ફેંટો, કમરપટો, મોજાં, બૂટ વગેરે બને ત્યારે મેળવી લેવાં-પરંતુ તે સેનાના નક્કી કરેલા રંગનાંજ.

શુદ્ધ સ્વદેશી કે સ્વદેશી ખાદીનો (અલબત ખાખી, વાદળી, લીલા કે ભુખરા રંગમાં રંગેલો) પોષાક સર્વથી

ઉત્તમ છે-સ્વાશ્રયી વીરને શોભે એવો છે. એટલે બાલવીરોને જાતપીંજણ, જાતકાંતણ, જાતવણાટ અને જાત શીવણના માર્ગે પ્રેરવા એ મોટી દેશસેવા છે. એ વાત વી. શિક્ષકે ભુલવી નહિ.

વીરશિક્ષણને લગતા કામપ્રસંગ સિવાય બીજી કોઈ વેળાએ પોષાક નજ પહેરવો એ વાત બાળકના મન પર ઠસાવવી. અને તેનો કડક અમલ કરાવવો. એથી વારંવાર કપડાં નવાં કરાવવાની ખૂમો આવશે નહિ. તેમ માતપિતાને મન ભારે લાગશે નહિ. તમે માબાપના મન પર ઠસાવી શકશો કે આ પોષાક તો સૌથી સોંઘો, સરળ અને સુંદર છે.

**વનનિવાસ-છાવણી-કેંપીંગ**:-વનનિવાસની યોજના એ વીરવિદ્યાનો ઉત્તમ અને મૂખ્ય ભાગ છે. બાળકોમાં સ્વાશ્રય



કેળવવા, નિડરતા, સાવધાનતા અને સહનશીલતા કેળવવા,

નૈસર્ગિક ગુણોને વિકસાવવા, બળ, બુદ્ધિ તથા બંધુતા વધારવા તેને કામકાજની સીધી વ્યાવહારિક તાલીમ આપવા, જંગલની પવિત્ર ચોકખી હવામાં, કુદરત દેવીના ખોળાનાં તેને અમૃત ચખાડવા તથા શહેરની અને ગામડાની ઉંચી બાબતોનું સંમિશ્રીત જ્ઞાન આપવા તમારે માટે વીરશિક્ષણમાં વનનિવાસ અને વનપર્યટન જેવી કોઈ ઉચ્ચ વસ્તુજ નથી. તેથી બાળ-વીરોને પ્રથમ પત્રલેથીજ એનો સ્વાદ ચખાડવો. સાચી શરૂઆત તો ખુલ્લામાં, વનમાં, છાવણીમાંજ થઇ શકે. તે વિના વીરવિદ્યાની સ્પષ્ટ ભાવના અને ચોકખો ખ્યાલ તેને આવશે નહિ.

શિષ્ટસભા-શિષ્ટ પંચાયત-કોર્ટ ઑફ ઑનરઃ-દળ



અને દળ નાયકોનું બંધારણ નક્કી થઇ જવા સાથે શિષ્ટ

પંચાયત પણ ચાલુ કરી દેવી. તેમાં દળનાયકો સભ્ય હોય, વીરશિક્ષક પ્રમુખ અને મદદગાર વી. શિ. ઉપપ્રમુખ બને. એકાદ ચાલાક નાયક મંત્રી બને. આવા બંધારણવાળી પંચાયતનું મૂખ્ય ધ્યેય સેનાની પ્રતિષ્ઠા અને ગૌરવને લગતી બાબતોનો નિર્ણય કે નિકાલ કરવાનું હોય છે. એમાં કવચિત ઉપનાયકોને ચર્ચા કરવા પુરતા દાખલ કરવામાં આવે છે. હવે તો રૂઢી પ્રમાણે ન્યાય ઉપરાંત કારોબારનું-વ્યવસ્થાનું કામ પણ પંચાયત કરે છે. વનાનવાસ, દળસ્પર્ધા, સંમેલન, હુન્નરઉદ્યોગની તૈયારીઓ, બેઠક માટે કાર્યક્રમની ચર્ચા કે મુકાબલો, નવા ઉમેદવારોને દાખલ કરવા, શ્રેણીની પરીક્ષાઓ માટે તૈયારીઓ કરવી વગેરે વગેરે અનેક બાબતો જે સેનાના શિક્ષણકાર્યને લગતી હોય તે ત્યાં ચર્ચાય અને નક્કી થાય. આ શિષ્ટ પંચાયતદ્વારાજ આખી સેનાનું કામ નિયમનપૂર્વક વ્યવસ્થિત ચાલે, દળનાયકોને જવાબદારીનો પુરતો ખ્યાલ આવે અને શિક્ષકને માથેથી બોજો હલકો થાય. વળી એ દ્વારા સ્વરાજ્ય પધ્ધતિની-પ્રતિનિધી શાસનપધ્ધતિની સચોટ તાલીમ બાળવીરોને-ભવિષ્યના જવાબદાર નાગરિકોને મળે છે. આમાં સહકાર, નિયમન અને વ્યવસ્થાનું ઉત્તમ બીજ છે.

પંચાયતમાંથી દળસમિતિ પણ ચાલુ કરવી જોઇએ જેથી દરેક દળમાંના દરેક બાલવીરને પણ ન્યાય અને વ્યવસ્થામાં યોગ્ય હિસ્સો મળે.

**સેવિંગ્સ બેંક-બાલવીરની:**-બાલવીરો જુદા જુદા આવડી શકે તે ધંધાથી જાત કમાણી કરી તથા બચાવ કરીને જે રકમ ભેગી કરે તેને પોષ્ટની સેવિંગ્સ બેંકમાં રખાવવી. બને તો સેના સમિતિ ખાતે એવી સે. બેં. ખોલી તેમાં સારૂં વ્યાજ આપવું.




**દ્રવ્ય સાધનઃ**—સેનાને દ્રવ્ય સાધનની જરૂર ઘણી રહે એ સ્વાભાવિક છે. છતાં તે સાધનનો આધાર સ્વાશ્રય અને જાત પ્રયત્ન ઉપરજ રાખવો. આગળ જણાવ્યું તેમ જેમાંથી નફો મળી શકે એવા ધંધા, હુન્નરઉદ્યોગો ઉઠાવીને, તથા સેનાના જાહેર મેલાવડાઓમાં આકર્ષક કાર્યક્રમ રજુ કરીને તથા નાટ્ય પ્રયોગો કે સંગીતના જલસા કરી કે કરાવીને જાહેર જનતા પાસેથી સ્વમાન પૂર્વક દ્રવ્ય સહાય્ય મેળવવી એ સર્વ રીતે યોગ્ય છે. કોઇ પણ સ્કાઉટ વ્યક્તિગત ભીખ નજ માગી શકે. ગામડાઓમાં સારા માઠા પ્રસંગે એવી રકમો લોકો પાસેથી મેળવી શકાય છે. તેમ શહેર કે કસ્બાઓમાં એવાં જાહેર ફંડોમાંથી પણ તેમ મેળવી

શકાય છે. જે રકમ કેવળ બાલવીરોના પ્રયાસથી મળે તેનો વહીવટ શિષ્ટ પંચાયત કરે; અને જે રકમ બ્હારથી, ફંડોમાંથી કે ગૃહસ્થો પાસેથી મળે તેનો વહીવટ-સેના સહાયક સમિતિ તરફથી સેનાના હિતમાં થાય. વી. શિક્ષકે તો એ જોખમમાં નજ પડવું ઈષ્ટ છે. પરંતુ બીજાઓને સાથે રાખી દ્રવ્યનો સુવ્યય કરવા પુરતો કાબુ તો હાથમાં રાખવો, એમાંજ સેનાનું કલ્યાણ છે.

**સેનાને નોંધાવવી** કે રજીસ્ટર્ડ કરાવવી:-સેના વ્યવસ્થિત થાય, દળ બંધાય, નાયકો નિમાય એટલે જીલ્લાના કે ગામના (હોય તો) સ્થાનિક બાલવીર મંડળ-બોય સ્કાઉટ ડીસ્ટ્રીકટ (કે લોકલ) એસોસીએશનના મંત્રીને ખબર આપી. રજીસ્ટ્રેશનનાં અરજી પત્રકો મંગાવવાં. તે ભરી તેમના પર પાછાં મોકલી આપવાં. તે જીલ્લા કમીશનરની સંમતિ લીધા બાદ મુંબાઈના ઇલાકા મંડળના મંત્રીની ઓફીસે નોંધાવી તમને તેની ખબર આપશે. સ્થાનિક અધિકારીની ખબર ન હોય તો 'પ્રોવીન્શીઅલ સ્કાઉટ હેડ કવોટર્સના મંત્રી, કોટ-મુંબાઈ-૧' ને પુછવું કે વિભાગના સ્કાઉટ ઓર્ગેનાઇઝરને પુછવું.

સેના નોંધાય નહિ ત્યાં સુધી તે માન્ય ગણાય નહિ તેમજ તેને ચાંદ વગેરે મળે પણ નહિ. બાલવીરોની અને બટુકવીરોની વાર્ષિક ગણત્રી દર જુલાઇ માસમાં થાય છે.; તો તેમાં તમારી સંખ્યા અવશ્ય નોંધાવવી જોઇએ.

**વીર શિક્ષકની સનદ**-વોરંટ:-ત્રણ માસ પર્યંત સેનાનું કાર્ય સારી રીતે ચલાવ્યા પછી વીરશિક્ષકે અને મદદગાર વી. શિક્ષકે પોતાની સનદ માટે તેના (E. નં. ના) ફોર્મ ઉપર અરજી કરી સ્થાનિક મંડળના મંત્રી ઉપર મોકલી આપવી. તે જીલ્લા કમિશ્નરની સંમતિ મેળવ્યા બાદ મુંબાઇના ઇલાકા મંડળ ઉપર મોકલશે. ત્યાંથી ઈલાકાના પ્રોવીન્શીઅલ કમિશ્નરના સહી સિક્કા સાથેનું સનદપત્ર તમને મોકલવામાં આવશે. ટ્રેનિંગ લીધા બદલના સર્ટીફીકેટથી આ સનદપત્ર નોખું હોય છે. સનદ મળ્યા પછીજ

તમે વીરશિક્ષક તરીકે માન્ય ગણાઓ અને પછીજ તમે વી. શિ. નો ચાંદ પ્હેરી શકો. સેનાના શિક્ષક તરીકે કામ કરતા બંધ થાઓ ત્યારે અથવા અધિકારી માગે ત્યારે તમારે સનદ પાછી મોકલી આપવી.

## વીર શિક્ષક માટેની લાયકાત નીચે મુજબ છેઃ-

અઃ—'સ્કાઉટીંગ ફૉર બૉયઝ ઈન ઇન્ડીઆ' નામના પુસ્તકનું ખાસ કરીને વીરધર્મનું અને 'વુલ્ફ કબ્ઝ હેન્ડબુક'નું તેમજ, આ 'ઈન્ડીઅન બૉય સ્કાઉટ એશોસીએશનના' કાયદાઓનું સામાન્ય જ્ઞાન.

તા. ક.:—ગુજરાતીમાં આને મળતાં યોગ્ય પુસ્તકો નથી તેથી જે કોઈ પુસ્તકો મળી આવે તેનું તથા તાલીમદ્વારા મળેલું જ્ઞાન.

બઃ—વીર શિક્ષણની પદ્ધતિમાંના અંતર્ગત ધાર્મિક અને નૈતિક હેતુઓ અને આદર્શોનું ખરૂં રહસ્ય સમજવા જેવી શક્તિ.

ક.—બાળકો ઉપર સારા નૈતિક સંસ્કાર નાંખી શકે એવું વ્યક્તિત્વ અને ચારિત્ર્ય તેમજ ઉત્સાહ અને ખંતથી કાર્યને સંપૂર્ણ પાર ઉતારવા માટેની દૃઢતા અને ધ્યેય-પરાયણતા.

ડઃ—પ્રોવીન્શીઅલ (ઇલાકાના) સ્કાઉટ કમીશ્નરની ખાસ પરવાનગી શિવાય ૨૦ થી ઓછી નહિ એટલી ઉંમર.

ઈ:—વીર મંડળના બાળકોની બેઠકો માટે કોઈપણ જાતની કલબ રૂમ (ઓરડી) મેળવવાની તાકાત.

ફઃ—વીર શિક્ષકો માટેની મંજુર કરેલી કોઇપણ તાલીમ (ટ્રેનીંગ) લીધેલી હોવીજ જોઇએ વા-ઇલાકાના-પ્રોવીન્શી-અલ-વા આસિ. પ્રો. સ્કાઉટ કમીશ્નરનું ખાસ એ વિષયનું મુક્તિપત્ર-(છુટ) મેળવવું જોઇએ.

ગઃ—ત્રણ માસ પ્રોબેશનથી-ઉમેદવારીથી સેનાનું કામ કર્યું હોય.

**સેના સહાયક સમિતિઃ**—વીરશિક્ષકને સેનાના કાર્યમાં અનેક રીતે મદદ કરવા માટે એક મંડળ હોય તોજ કાર્યને ઉત્તમ પ્રકારની સફળતા મળે. બાલવીરોના માબાપો, વાલીઓ, શાળાના શિક્ષકો, અધિકારીઓ, ગામ કે સ્થળના પ્રતિષ્ઠિત ઉમંગી સજ્જનો, ડોકટરો, કારીગરો વગેરેની એક સમિતિ સ્થાપવી. જેના પ્રમુખ તરીકે યોગ્યની પસંદગી થાય અને મંત્રી તરીકે વી. શિ. કામ કરે. આ સમિતિ સેનાના રક્ષક, સહાયક અને મુરબ્બી રૂપે કામ કરે, વનનિવાસ વગેરેમાં જોઈતી સહાય કરે, વીરમંદિર માટે મદદ કરે, જોઈતાં સાધન પુરાં પાડે. પરંતુ એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની કે વીરશિક્ષકના શિક્ષણ કાર્યમાં કોઇની પણ કોઇ જાતની ડખલગીરી કોઇ રીતે પણ ન હોવી જોઇએ. સમિતિનું કાર્ય માત્ર સહાયજ કરવાનું છે.

**મુશ્કેલીઓઃ**—જગતમાં વિઘ્ન વિના પ્રગતિ છેજ નહિ. પાણી પ્રવાહી છે તેથી તે ઉપર ચલાતુંજ નથી. રેતી નરમ છે તો તે પર ચલાય છે પરંતુ ઝડપથી નહિ. પણ જેમ જમીન કઠણ તેમ આપણી ગતિ વેગવાળી બને છે. મુશ્કેલીઓ વટાવી, વિઘ્નો ઓળંગીને આગળ જનાર બળવાનનો રસ્તો સરળ બને છે અને તેનું અનુભવબળ વધે છે. એનો આનંદ કાંઇ ઓર છે. મુશ્કેલી નહિ આવે તો તે ટાળવાના ઉપાય શોધનારી બુધ્ધિ—સામાન્ય બુદ્ધિ પણ ખીલશે નહિ. સામાન્ય બુદ્ધિ સારુ વાપરવાથી અનેક અડચણો દૂર થશે. છતાં અડચણમાં કોઇની સલાહ જોઈતી હોય તો ઇલાકાના મંત્રી, વિભાગના ઓર્ગેનાઇઝર—પ્રચારક, જીલ્લાના કમિશ્નર તથા મંત્રી તથા કોઇ અનુભવી વી. શિ. તમને અવશ્ય દીલસોજી પૂર્વક મદદ કરશે. વીરત્વનું બિરદ લઈને બેસનાર, બાળકોમાં વીરત્વના સંસ્કાર નાખવાનું બીડું ઝડપનાર વીરનર—વીરશિક્ષક નાની નાની મુશ્કેલીઓમાં હારી જાય, બેસી જાય, નિરૂત્સાહી થઇ જાય અને કોઇ પણ નજીવા બ્હાના હેઠળ

આ ઉત્તમ તકને જતી કરે એ કોઇ પણ સાચા બાલહિત ચિંતકને શોભાસ્પદ નથીજ.

વળી કેવળ બાલવીર સેનાથીજ સંતોષ ન માનતાં, બટુકવૃંદ તથા યુવકમંડળના વિભાગો પણ સારી પેઠે જમાવીને સાંગોપાંગ પૂર્ણ એવો સંપૂર્ણ સંઘ બનાવવાના કોડ અને હોંસ તમારામાં જન્મે અને તમે ગરવી ગુજરાતનાં સુજ્ઞ નાગરિકો તો સંપૂર્ણ સંઘનેજ તમારી સાચા હૃદયની સંગીન સેવા અર્પશો એવી અંતરની આશા અને અભિલાષા! **इति शिवम** ॥

---

## બાળવીરની પ્રતિજ્ઞા.

હું મ્હારા આત્મગૌરવથી પ્રતિજ્ઞા લઉં છું કેઃ—

(૧) હું વિશ્વેશ, નરેશ અને સ્વદેશ પ્રત્યેની મ્હારી ફરજ બજાવવા—

(૨) સર્વ સમયે બીજા લોકોને સહાય કરવા—

(૩) વીરના ધર્મ પાળવા—

મ્હારૂં બનતું સર્વ કરીશ.

---

## વીરધર્મનું કૂચગીત.

વિશ્વાસપાત્ર સૌ બનશું, ને થાશું વફાદાર;
પરમાર્થી સાથે થઇને, રાખીશું ભ્રાતૃભાવ;
વળી વિનયશીલતા સાથે, માયાળુ આજ્ઞાધીન;
મીતતા ને ચિત્તપ્રસન્નતા, ને પવિત્રતા નિશદિન.

---

# તમારા પુત્રે [સ્કાઉટ] એટલે બાલવીર શા માટે થવું એનાં બાર સબળ કારણો:—

૧ (સ્કાઉટીંગ) વીરવિદ્યા બાળકના ફુરસદના વખત માટે સુંદર પ્રવૃત્તિ પુરી પાડે છે. કારણ કે:—
બાલવીરનો નિવૃત્તિનો વખત સન્મિત્રોના સહવાસમાં અને ઉપયોગી તથા હિતકર વ્યવસાયથી પુરાઈ જાય છે.

૨ વીરવિદ્યા બાળકનું ચારિત્ર્ય ઘડે છે. કારણ કે:—
ચારિત્ર્ય એ કોઇપણ કાર્યપ્રદેશમાં સફળતાના મુખ્ય આધારભુત છે, અને તેથી જ એમાં ચારિત્ર્યવિકાસને પ્રધાનપદ છે.

૩ વીરવિદ્યા કાંઈ સૈનિક એટલે લશ્કરી તાલીમ નથી. કારણ કે:—
સંસ્થાનો હેતુ દરેક વ્યક્તિને સારા નાગરિક બનાવવાનો છે. નહિ કે નકલીયા વ્યક્તિત્વહીન સૈનિકો.

૪ વીરવિદ્યા બાળકને સેવાભાવના વ્યવહારમાં આચરવાની તક આપે છે. કારણ કે:—
પોતાના આજુબાજુનાઓની અને તે દ્વારા ઇશ્વરની સેવા કરવાની તેને તક મળે છે. ધર્મનો મૂળ પાયો તો એ જ છે.

૫ વીરવિદ્યા બાળકને કળાકુશળ બનાવે છે. કારણ કે:—
તેનામાં એવી કળાનો શોખ જન્મે છે, કે તેની પ્રિય કળાઓ પોતાની જાતને આનંદ આપે છે, એટલુંજ નહિ પણ તેના ઘરકામમાં યે તે અતિ ઉપયોગી થઇ પડે છે.

૬ વીરવિદ્યા બાળકમાં આત્મગૌરવ અને એકનિષ્ઠાની ભાવના જાગ્રત કરે છે. કારણ કે:—
એ શિક્ષણથી તે અન્યની અવગણના યે નથી કરતો, તેમજ અસત્ય પણ નથી બોલતો.

૭ **વીરવિદ્યા બાળકમાં સ્વાશ્રય જન્માવે છે. કારણ કે:—**
એમાં પોતાને પોતાની જાતે જ મદદ કરવાની હોય છે, તે ઉપરાન્ત અન્યને પણ સહાય કરવાની હોય છે.

૮ **વીરવિદ્યા બાળકને આરોગ્ય અર્પે છે.** કારણ કે:—
જાતકાળજીથી અને ચોકખી હવામાં લીધેલા શ્રમ અને વ્યાયામદ્વારા એ શરીરે નીરોગી અને મનથી જ્ઞાની બને છે.

૯ **વીરવિદ્યા બાળકની નૈસર્ગિકશક્તિ શોધી કાઢે છે. કારણ કે:—**
એની યોજના એટલી સર્વદેશીય અને વિશાળ છે, કે ધંધા-વ્યવહારની પસંદગીમાં જેને જેવું જોઇએ તેવું બંધબેસ્તું અને અનુકૂળ તત્વ એમાંથી મળી જાય છે.

૧૦ **વીરવિદ્યા બાળકને સુખ અને આનંદ અર્પે છે** કારણ કે:—

આનંદી અને હસમુખા મિત્રોનો, અને નિર્દોષ તથા રમણીય કુદરતનો તેને પુરતો સહવાસ મળે છે.

૧૧ **વીરવિદ્યા બાળકની દષ્ટિમર્યાદા વિશાળ બનાવે છે.** કારણ કે:—

વીરસંસ્થાની શાખાઓ દરેક સુધરેલા દેશોમાં હોવાથી પરસ્પરનો વીરબંધુ તરીકેનો સંબંધ સરળ અને શકય બને છે.

૧૨ **વીરવિદ્યા આજના બાળકને આવતી કાલનો નરવીર બનાવશે.** કારણ કે:—
તે બાળકમાં એવી જાતનું વીરત્વ અર્પશે, કે જેથી કરીને તમે સંતોષ અને ગૌરવ પામો.

(અંગ્રેજી પરથી) ગુણવંતરામ ભટ્ટ.

૭. ખુલ્લી જગ્યામાં એક જણને માટે દાળ, ભાત, કે ખીચડી કે રોટલા કે ભાખરી અને શાક રાંધી શકે.

૮. પોતાની જાત કમાઇના વા બચતના આઠ આના સેવિંગ્સ બેન્કમાં જમા કરાવે.

૯. હોકાયંત્રના ૧૬ બિન્દુઓ-૧૬ દિશાઓ જાણે.

આટલી બાબતો જાણનાર અને તેમાં પાસ થનાર મધ્યમ પદનો વીર કહેવાય છે. તેને મધ્યમપદનો ભરતવાળો કપડાનો ચાંદ મળે છે, જે ડાબા ખભા નીચે બાંય પર પહેરાય છે.

---

## ઉત્તમપદ-પ્રથમ વર્ગની કસોટીઓ (ટુંકમાં)

૧ ૫૦ વાર તરવાનું.

૨ ૧ રૂા. સેવિંગ્સ બેન્કમાં જમા કરાવવાનો.

૩ ધ્વજસંજ્ઞા પુરી જાણવી.

૪ ૧૪ માઇલની મુસાફરી કરવી.

૫ અકસ્માતોને લગતી સારવાર આવડવી.

૬ રસોઇ-પાકી કરી જાણવી.

૭ નકશો ઉકેલવો, બનાવવો તથા તેથી માર્ગ શોધવો.

૮ ૭ દિવસનો વનનિવાસ અને વનપર્યટન.

૯ કુહાડીનો ઉપયોગ કરી જાણવો.

૧૦ અંતર, ઉંચાઇ, પ્હોળાઇ, લંબાઈ, સંખ્યા, ક્ષેત્રફળ વગેરેનો અડસટ્ટો કાઢી જાણે.

૧૧ ઉમેદવારને કોમલપાદનું શિક્ષણ આપી તૈયાર કરે.

એ વિષયોની પરીક્ષા માટે ઓછામાં ઓછો એક બ્હારનો પરીક્ષક સ્થાનિક મંડળ તરફથી નિમાય છે. પાસ થનારને કપડાનો મોટો ચાંદ મળે છે જે આગલા બેઉને બદલે ખભા પર પહેરાય છે.

ભારતવીરનો હર્ષનાદ.

I N D I A.

વંદેમાતરમ્, જય જય હે

બાલવીર બન્ધુ, જય જય હે

# વીર ગીત.

૧

આ હિન્દ હોય જો પ્યારો,
વીરબાળ સૌ વિચારો.
કૈં કૈં કરો સુધારો.
હિન્દના યુવાન.

* * * * * *

હસતું વદન રાખ,
વાણી સત્ય શુદ્ધ ભાખ,
કર હિતભર્યા વિચારો.
હિન્દના યુવાન.
પ્રસંગ કેવો સારો,
હિન્દના યુવાન.
(ગુ. ભટ્ટ).




---

વનિતા વિશ્રામ–અમદાવાદના ડ્રૉઇંગ માસ્તર શ્રી. રામચંદ્ર હરિએ ખંત અને કાળજીથી બનતી ઉતાવળે ચિત્રો તૈયાર કરી આપ્યાં તે બદલ એમનો ઉપકાર માનવામાં આવે છે.

---


મુદ્રકઃ–ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક
શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ, સુરત.

પ્રકાશકઃ–બોમ્બે પ્રોવીન્શીઅલ સ્કાઉટ હેડ ક્વૉટર્સ–મુંબાઇ તરફથી
ઉત્તર વિભાગના સ્કાઉટ ઑર્ગેનાઈઝર–ગુણવંતરામ ભટ્ટ વીર કાર્યાલય–ભરુચ.